# ઈશ્વર પ્રાર્થના.

સર્વને બોધ લેવાલાયક.

આ એ ઈશ્વર પ્રાર્થના છપાવી પ્રસિદ્ધ કરણાર

ત્રણમીત્ર ઠા૦ વીઠલદાસ ધ્રી૦ જાદવજી તથા જોશી
નારાયણદાસ ધંનજી તથા લાલજી નારાયણદાસ છે.

દોહરો.

ચિત્ત ધરિઆ સ્તુતિ
વાચો સારી પેર,
સુખ થાશે આથી ગણો
પામો ભવ નિધિ પાર.

મુંબઈ.

ગણપત કૃષ્ણાજીનાં છાપખાનાના માલિક
આતમારામ કાન્હોબાએ છાપ્યું છે.

ઈ૦ સ૦ ૧૮૮૮.

કીંમત બે આના.

# શત્યમેવજયતે.



## ઈશ્વરઉપાસના કરતી વખતે ગાવાના પદો.

( વિનતી ધરજો ધ્યાન સજનસૌ ) એરાહ

કૃપા કરો ભગવાન, પ્રભુજી કૃપા કરોભગવાન
છઈએ અમેના નાદાન, પ્રભુજી કૃપા કરો ભગવાન —ટેક
આપ સત્તાથી કામ આરભ્યું, તેથી મળેબહુ માન—પ્રભુજી
દશ દીશાએ નામ અવીચળ, છો સર્વે ગુણવાન—પ્ર૦
ધનસુખ સંપતી અવીચળ આપો, આપો સુધ્યગ્નાન—પ્ર૦
" લહેરી તમને વદન કરેછે, રાખેછે તમોપરધ્યાન—પ્ર૦

### બીજી ઇશ્વરસ્તુતી

ઉપલીરાહે

છોતમેદીન દયાળ પ્રભુજી છોતમેદીન દયાળ —ટેક
નારદ સારદ શીવ બ્રહ્માદિ, તમને ભજે ત્રેકાળ—પ્રભુજી
નામ તમારૂં મુખથી લેતાં, છુટે જગતજંજાળ —પ્ર૦
પતીત પાવન અધમ ઓધારણ નામછેપરમરસાલ—પ્રભુજી
તમને જાણ્યા વિના જીવભટકેછે શ્વર્ગ મૃત્યુ પાતાળ—પ્રભુજી
જે જન શરણે આવે તમારે તેનીકરો પ્રતિપાળ —પ્રભુજી
પારસ સ્પર્ષે થાય કંચન—જેમધાતુ તતકાળ—પ્રભુજી
આશા પુરણ કરજો હમારી જાણીને નીજબાળ—પ્રભુજી

### ભુજંગી

દયાસિંધું દેવા વિનતીઅમારી, દયાથી દિલેનાથલેશો વિચારી;
ખરૂં હીત કલ્યાણ જીવો તણુંજે, જગાધીશ જાણો તમેપૂર્ણ રીતે ૧
શિશૂ લાડિને માગણી સર્વમાગે, તથાપી પિતાજે ઘટે તેજ આપે
કૃપાલુ તમે સર્વથી શ્રેષ્ટ સારા, તમે પુરસો યોગ્ય અર્થો અમારા ૨

## દોહરા

નિતીબીન રાજ નહીં, પ્રિતી બીન નહીં યાર;
નિતી બીન શોભે નહીં, રાજપ્રજાકા પ્યાર ૧
નિતી બીન રાજા નહીં, જયોં નાગુણી ગુમાર;
જ્યો સર્વ નિતી રખે, ત્યોંજહોત હુશીઆર ૨

## એકેશ્વર ભકિત.

### પ્રભાતીયુ

ઉઠિ પ્રભાત ભણું પ્રભાત, પ્રભુના ગુણગાઉં
એક તાર ચિત્ત કરી નિર્મળ સુખપાઉં. ઉઠિ૦
જય જય જગદીશ જય, પૃથ્વિ પાણી વાયૂ;
તેજને આકાશ તત્વ, એથી સહુમોહાયુ ઉઠિ૦
જન્મું રહ્યું—કર્મ કરૂં, વળી હું મરણ પામૂં
નિયમાનાણી ઠામ ઠામ, જો ઉતારી સામું ઉઠિ૦
કૃતિ અનંત ગુણ અનંત, આદીરાજ તારૂં
ઠાઠ જોઈ થાય ચિત્ત, ભય તટસ્થ મારૂં ઉઠિ૦
આદી તાત જાણિવળી, તારી સાથ લાઉં
તુજને ગમેન તેવું, કરૂં ન કર્મ આડું ઉઠિ૦
પાપપુણ્ય શિક્ષા પ્રીતી, એને બહુ વિચારૂં
પામરરંક નૃપંગણું, જોઈ નિત્ય હારૂં ઉઠિ૦
સાચ વટે ઉધમમાં, રહિ રૂડાજ સજોઉં
તેવિ બુદ્ધિ પ્રેરમને, સદગુણેહ્ સ્હોઉં ઉઠિ૦
જેમ સૂર્ય ઉગતાને, જોઈ હેડે રાચું
ધર્મ જ્ઞાનમાં પ્રસન, નિત્ય રાખ જાચું ઉઠિ૦
જય જય જગદીશ જય પ્રેમતુ જગાઉ
તાહરી કૃપાથી નીતિ—ભક્તિમાન થાઉ ઉઠિ૦

---

### દોહરા.

હરજો હરિ દુઃખ સુખ કરી, ધરજો વિંનતી ધ્યાન
ભરજો બુદ્ધિ દાસ દીલ ગરજો ટાળી તમામ
જગ કર્તા જગદીશ્વરા સુતસુભ વાસુદેવ

પ્રણમે પ્રીતે પ્રેમથી, સદાય કરતાશિવ
મહાન મહિશ પૃથ્વિપતી, જ્ઞાન આપગુણવાન
દયા ન ધરી નિત નિપુર્ણતા દે સદપિધા દાન

## લલિત.

જગતનાથરે, નમ્રથૈઅમે, વિનવ ભાવથી, વંદિયે તને;
શ્રવણઆકરો, સ્વલ્પપ્રાર્થના, પ્રભુ કૃપાનિધે, રે દયાધના ૧
વિષયભોગમાં, રાખિછે રતિ, નવકદી અમે, ભક્તિતીતો કીધી;
શરણ આવીને, માગીએ ક્ષમા પ્રભુ કૃપાનિધે, રે દયાધના ૨
સબળશક્તિ છે, તાહરી પ્રભુ, કદિકળી સકાતી નથી વિભુ;
સકળકર્મના, સાક્ષિ ચિદ્દઘના, પ્રભુ કૃપાનિધે, રે દયાધના ૩
ગ્રહગણોતણા, ગોળજેદીસે, ભ્રમણશક્તિ છે, સર્વનેવિષે;
પ્રભુ ચમત્કૃતીમાં, નથીમણાં, પ્રભુ કૃપાનિધે, રે દયાધના ૪
જગતસૃષ્ટિમાં, ચાતુરી અતિ, નિયમપૂર્વકે, છે બધી કૃતિ;
જીવ પ્રત કિધી, છે બહુ દયા, પ્રભુકૃપાનિધે, રે દયાધના ૫
મનુષને દિધી શ્રેષ્ઠ સર્વથી, સત્ય અસત્યના, જ્ઞાનનીમતિ;
દુરકરો પ્રભુ, દુષ્ટવાસના, પ્રભુકૃપાનિધે રે દયાધના ૬
સકળ પ્રાણિના, માતતાતરે, વિદિતછે તને, સર્વ તાતરે;
તદપિ સાંભળો, દીનયાચના, પ્રભુકૃપાનિધે રે દયાધના ૭
શમદમાદિના, નીમના લીધા જનહિતર્થ રે કાર્યના કીધા;
નિજસુખાર્થમાં, રાખિભાવના, પ્રભુકૃપાનિધે રે દયાધના ૮
અનુગ્રહી સદા, સર્વથાકરો, વિનતિ દાશની લક્ષમાં ધરો;
નવગુણો તમે દોષ દીનના પ્રભુકૃપાનિધે રે દયાધના ૯
વિપતિ કાલમાં, ધૈર્ય આપજો, પ્રભુ કૃપાકરી, કષ્ટકાપજો;
તુજ દયાવિના, સર્વ છે વૃથા, પ્રભુ કૃપાનિધે રે દયાધના ૧૦
પતિત પાવના, પ્રાણના પતિ, પરમ પ્રેમથી, પ્રેરસન્મતિ;
સગુણબ્રહ્મને, નિત્યવંદના, પ્રભુ કૃપાનિધે રે દયાધના ૧૧
જગહિતાર્થનાં, કાર્ય જો થશે પ્રભુ પ્રસન્ન તો, તે થકીથશે;
નવતને ગમે, ઢોંગ ગર્વના, પ્રભુ કૃપાનિધે રે દયાધના ૧૨
વિકટ ચાલછે, વિશ્વમાં ઘણી, તુજવિના નથી, અન્ય રે ધણી;
સઘળિ ટાળશો, રે વિટંબના, પ્રભુ કૃપાનિધે રે દયાધના ૧૩
દિનદયાલરે, દાસ તારશો, પરમ ભક્તના, કાર્યસારશો ;

દુરિતકાપશો, સર્વજન્મનાં, પ્રભુ કૃપા નિધરે દયાધના ૧૪
ચપલછે ઘણા, ધર્મચિંતના, વિકળવેગછે, ઈંદ્રિઓ તણો ;
વશ નહીં થશે, રે દયાવિના, પ્રભુ કૃપાનિધરે દયાધના ૧૫
જગતમાં રહી, નિતિપાળિએ, સુકૃતમાં સદા, કાલ કાઢિયે ;
અતિવરિષ્ટછે, એ ઉપાસના, પ્રભુકૃપાનિધિ રે દયાધના ૧૬
પ્રભુતને પરા, ભક્તિ તો ગમે, તુજ પદેરતી, રાખીયે અમે ;
સકળવ્યર્થ છે, બાહ્યસાધના, પ્રભુકૃપાનિધેરે દયાધના ૧૭
નિયમ તાહરા, નિત્ય માનીએ, પ્રભુ પ્રસાદતો પુર્ણ પામિયે;
નરકની નહી, થાય યાતના, પ્રભુ કૃપાનિધે રે દયાધના ૧૮
તુજ કૃપા થકી, બોલિએ અમે, તુજ કૃપા થકી ચાલીએ અમે;
તુજ કૃપાથકી, થાય કામના, પ્રભુ કૃપાનિધે રે દયાધના ૧૯
નબલિ વાણિયે, જે કહ્યુ અમે, પ્રભુ સ્વિકારીલ્યો સર્વતમે;
સતત રાખશો, પ્રિતી ભાવના, પ્રભુ કૃપાનિધે રે દયાધના ૨૦
સમિપ આવિયાં પ્રાણી પામરો, સરણ રાખિને, રક્ષણો કરો;
દૂરિત દુર્ગણો, છે અતી ઘણા, પ્રભુ કૃપાનિધે, રે દયાધના ૨૧
કર પ્રસારિને, વંદિયે અમે, કરગરી કહીએ અર્હંતને;
પ્રભુ સરણછો, સર્વજીવના, પ્રભુ કૃપાનિધે રે દયાધના ૨૨
દિનપ્રતે દયા દ્રષ્ટિરાખસો, દુરિત કર્મને કાપિનાખસો;
પ્રભુ અમારિ છે એજ વાન્છના, પ્રભુ કૃપાનિધે, રે દયાધના ૨૩

## લલીતછંદ

ઉરવીશે દયા દાઉજી ધરો, શકલ લોકના શોકને હરો.
પ્રભુઅનાથના નાથછો તમે શુરમુનીશદા આપને નમે
નહીં તમોસમો કો કૃપા નીધી શકલશાશત્રમાં શાંભલો વીધી
કરવિશેતમે ધરણીને ધરી અશુર મારીને આપદા હરી
શકલવીરના વીરછોહરી બલનીહારીને રેવતીવરી
પતીતપાવણી મૂરતી આપની જગતની વૃથા કાપવાબની
ભરી કલા કૃપા ક્રોધથી ગણી અધીક શાંતીકાતી તમોતણી
વંદન નીમાનો હારણી છબી વરણ વિશકે કેમકો કવી
કમલની કલા ...મા મલી ભમરનીઅણી વાંકમાવળી
હરીતમારીને માનતાકરે શકલ કામના તે મની શરે
ભરસમુંદ્રમાં નાવજે ફરે તમપ્રતાપથી બૂડતાંતરે

શજનશંતંના અંતરે રમો કુટીલ દૂષ્ટને શરવ દાદમો
ચરણમાસદા રાખીએ પ્રિતી ચરણ શેવના આપીએ અતી
પ્રભૂકૃપાકરી' પાપકાપીએ ચરણપદમની ભક્તિ આપીએ
સમજીએએમાં આપને ઘણી તમતણોમહા અશરો ગણો
શેનમંદીરે પોઢીએ હરી જગત શરવની આપદાહરી
કરી હરી વિનંતી નારાયણદાશે ઉરવીશે ધરો શેનનાશમે
ભવતણમહા પાપકાપીએ સમીપમાં સદા વાશઆપીએ

## લલીતછંદ.

જગત જીવના જીવ જાળવ, કપટ કામમાંડુબતો લવ ;
લવ લવું હું છાકિને બહું, મુકવ પાપથી રેહરીસહુ. ૧
પવન વીજથી ગાજિતે લિયે, ઘન ઘણો ઘુમે મધ્યરાત્રિયે ;
ઉથલ પાથલો જોરથી કરે, નરમ દીળને બિકથાભરે. ૨
પણ પછી સમીશાંત થાયછે, કિરણ ચંદ્ર નાખી લિરહેછે ;
સલુણું તે સમે આસમાનછે, સરવજીવને સૂખકારછે. ૩
ભવવિષે બહુ ધામધુમરે, છળ અનીતિના તો જુલ્મરે ;
વડ રિપૂતણું જોર ભારિરે, ગરબડોસહુ જૂઠ જારિરે. ૪
દુખ ઘણું અહીં સૂખ નામનું, અપયશો અને મૃત્યુ મારનું ;
ધનસગૂંનહીં કોઈ કામનું, હરિવિનાસહુ અંધકારનું. ૫
પણ સુ ભક્તિમાં વીર લૂંરમે, લતલ ગાડતાં લાહ્ય તેસમે ;
અમળ શીતછે સૂખ નિત્યરે, ભજુ ભજૂં તજી જેઅનિત્યરે. ૬
ચિરજ શાંતતાં સ્વસ્થતા બહુ, ફિકર લેશતો ના કંઈ લહું ;
વિઘ્નન્હા સિતેજાયછે મથી, પ્રભુગુણોતણીશી કહુંકથી ૭
સરવ દેશનાં શૂભકામમાં, પ્રભુ તું સપનાં રાખ ધામમાં ;
સુમતિ આપતું દેશ લાભમાં, જય સહુવસે બહ્ય નામમાં. ૮

## દોહરા.

સંપતકે સબ ભાઈ હયે, સંપતકા સબજંગ ;
બતીજલેગીજહાંતલક, ચૌખુનભમેપતંગ ૧

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

એક બાર બસ દેખકે, કછુન સીખે કોઈ ;
તીશદીન જાયશીકારજબ, ખરા શિકારી હોય. ૨

## લલીત.

શકલ વિશ્વના નાથ શ્રીહરી, મલિનવાશના ટાળ માહેરી;
અધિક બુદ્ધિતું શુદ્ધ આપજે, પ્રભુ કૃપાકરી, કષ્ટ કાપજે. ૧
નવ કદી કરી ભક્તિ ભાવથી, નવકથા સુણી, નીજકાનથી;
ભજનના કર્યું તેમ તાહરૂ, હરી ભલુથશે, કેમ માહરૂ. ૨
બહુ બહુ કુડાં કર્મ મેં કીધાં, ધનધુતીકરી, પારકાં લીધા;
ગરીબરંકને દુઃખ આપીઆં, તરૂં સુધર્મનાં, તેહ કપીયાં. ૩
અધિક લોભને લાલ ચેકસી, ફીકરનાં ધરી, ચિત્તમાંકશી;
કથન કંઇ કુડાં મેં મુખે કર્યા, વચન નિતના સર્વ વિસર્યા. ૪
કરવડે કદી ધર્મનાં કર્યા, પણ અધર્મનાં, કોથળા ભર્યા;
જગતનાથ હું નાદર્યો જરી, લુણ હરામી મેં તુજશકરી. ૫
ચરણ થી કદી ચાલિન ગયો, પ્રભુ સુપંથમાં દુરતો રહ્યો;
ચરણ પાપને પંથ તો ધર્યો, દિલવિષે નહીં તથકીદર્યો. ૬
છળ પ્રપંચને ધુર્ત કામમાં, નવમુકી કદી, ઓછહામમાં,
અધમ જાતનો, પ્રાણી હુખરો, પ્રભુ તુંથી રહ્યો, સર્વદ પરો. ૭
કર ગમે તને, તેહરી હવે, અહિં બળું છું હું, શોકને દવે;
દુખથી છુટકો નાથજી કરે, અરજ દાશની, દીળમાં ધરે. ૮

### પદ. ૧

જય જગપાળ દયાળુ હરી તું,
અમને સુમતી દે કરૂણા કરી તું. જય૦ ૧
જેથી અમે તારૂં ચીતનં રોજે,
કરિયે ઊળટથી મગનરહી મોજે. જય. ૨
સુરજ ચંદ્ર, ગગના તારા,
અદભુત એહિ, ચમત્કાર ત્હારા. જય. ૩
ભોગીવીએ, સુખ અહીં તુજ નામે,
ઠરીએ નિરાંતે પછી સ્વર્ગઠામે. જય. ૮

### પદ ૨.

લાગો મુજને છંદ હરિતુજ લાગો મુજને છંદ.—ટેક.
મુજ અંતરથી ટળો સર્વદા, માયાકૃત સહુફંદ; હરીતુજ ૧
તનમનકિરા વિનાશપામો, દારૂણદુઃખનાવૃંદ; હરિતુજ૦ ૨

નિર્મળમન થઈ મગેતેહને નિતનૂતનઆનંદ હરિતુજ૦
રસના રાત્રદિવસ તુજ પ્રેમે, નામરહોસુખકંદ; હરિતુજ

**લલીતછંદ.**

અખિલ વિશ્વના જગતનાથરે, સુગુણસાગરાતુજ આણરે;
પ્રણમતાંપ્રભુ સાહ્યતાકરો, હરિસુ હેતથી આપદા હરો ૧
અકળઈશજી તારીગતી, તુજપરાક્રમી પૂર્ણપંક્તી;
પ્રથમથી પ્રભુ એકતું ખરો, હરિસુ હેતથી આપદા હરો ૨
નીશદીનેનકી સાહ્યતા કરો, તુજવિનાઆહો કષ્ટકો હરે
સૃષ્ટીસર્વને પુષ્ટઆશરો, હરિસુહેતથી આપદાહરો ૩
પ્રેમથી પ્રીત પ્રાર્થનાસુણી, રેમકરધણી જગતના ધણી;
દાશ ખાશની આશતો પુરો, હરિસુહેતથી આપદા હરો ૪
જક્તમાં પ્રભુ એકરુકડો, વિશ્વસર્વથી ઈશતુંવડો;
અરજ દાસની ઉરવિષેધરો, હરિસુહેતથી આપદાહરો ૫
નમિનમિનમિનેહથીનીત, પ્રણમીંગેહરીએ પ્રાર્થનાપ્રિત,
સૌનમેસદા નારીનેનરો, હરીસુહેતથી અપદાહરો ૬
સૂર્યચંદ્રને ગ્રતણીગતી, પેખીપ્રકૃતી ઉત્તમઓપતી;
સૃષ્ટીમાં સજ્યાં હસ્તી, હયખરો, હરિસુહેતથી આપદાહરો ૭
નાથજગતનો પ્રૌઢતુંપતી, સકળ સૃષ્ટીમાં કુશળ તુજકૃતી:
અબળ દાસની અર્જઆશુણી, સબળઆસરોદાશીરોમણી
ઉત્તમઆશરો આપઆપશો, પ્રાર્થના પ્રીતથી સ્વીકારશો,
વિઠલદાસઅને લાળજીનમે, ગ્રંથપંથઆપેહેરવા નમે

**પ્રભાતિઉં.**

સાચુએક બ્રહ્મ નામ, અવરસહુકાચૂં;
ગુણગાવા ભાક્તિરંજી, નિરમે થઇ નાચૂં. સાચુ ૧
કોઈ કોઈનું નથીજ, સાનુંસંગુ સાચૂ;
અટપટિ ખટપટદેખિ, કમકરી રાચૂ; સાચૂ ૨
ઠામ ઠામછે બિગાડ, વિષયી રસકાચૂ;
જુઠાણું કપટભાળિ કેમમનડુવાઈ, સાચુ. ૩
ઘટે ગટે માયા મચી, કીયે ખુણે લાધું;
નિત્યસારદે ખુંહુંજે, સેતું સંતસાધું. સાચુ. ૪
કરે દયા દયાળ જીતો, ભક્તિબીજપામું.
પ્રેમપંથે વેહેલવજૂ, મુક્તિધામ સામું. સાચુ. ૫

જીવવું છે આરદીન, પાપનહીં બાધ્યું;
ધર્મનીતિ નર્મપ્રીતિ, પ્રેમેસિવિસાધુ સાચુ. ૬

પદ ૧.

મુજપર મેહેર કરો કરતાર ટેક.
દુષ્ટબુદ્ધિને દુરકરીદો, નિત્યવિમલમતિસાર, મુજપર. ૧
જ્ઞાનભાનુમનગગનપ્રકાશે, તિમીરટળે દુઃખકાર, મુજપર ૨
વિચાર બળથી સહજનિવર્તે, ષટરિપુઓઆતિવાર, મુજપર ૩
ધિરજ શાંતિથી સહુ પણ ભાસે, દુઃખત્રિતાપ અપાર, મુ૦ ૪
નિર્ભયપણથી સત્યવર્ત્તિલઊ, નિત્યસુખોનિરધાર મુ૦ ૫
ભક્તવત્સલ તમનામપ્રતાપે, પામુંભવનિધિપાર, મુ૦ ૬

પદ ૨.

ભાવથકીનિતભજિયે, પ્રભુને, ભાવ થકીનિત્યભજિયે. ૧
વિષય વાસના સહુ દુખકારણ, સમજીતે નેતજિયે, પ્ર૦ ૨
સુખ દુઃખાદિકધર્મદેનાં, અંતર એમસમજીએ, પ્રભુ૦
ભજનપ્રતાપે સાધન સાચુ, સ્વર્ગતાગુતોસજિયે પ્ર૦ ૩.

લલિતછંદ

જગત જાધરે વંદિએ તને, પ્રણત પ્રાણિઓ, પામરો અમે;
પ્રણિપતોપ્રભુ, લક્ષમાંધરો, કરૂણસાગરા, રે કૃપા કરો ૧
સકલ સિદ્ધિના, છોમહોદધિ, નવરતુતા થશે, રે યથાવિધી;
અનુગ્રહોદયા, પુર્ણવિસ્તરો, કરૂણસાગરા, રે કૃપાકરો ૨
ગાણચિત્યાંતમે, કાર્યતોકરો, વિપત્તિ સંકટો ભક્તના હરો;
પ્રભુપ્રતાપતો, છેખરેખરો કરૂણસાગરા રે કૃપાકરો ૩
મુર્ખજનો, વદે, વાણિશુદ્ધરે ગિરિઉલંઘશે પંગુલદ્ધરે;
પ્રભુકૃપાતણો સત્યઆસરો, કરૂણસાગરા રેકૃપાકરો ૪
અનુગ્રહો કીધા નેકરો સદા, સઘળિ ટાળશો, દુઃખઆપદા;
અતિદયાકરી, ને ગ્રહોકરો, કરૂણસાગરા રેકૃપાકરો ૫
નવગણ્યો અમે, ધર્મનોવિધી, દુરિતદુષ્કૃતો, રેબહુ કીધી;
પ્રભુબતાવશો, પંથ પાંસરો, કરૂણસાગરા રેકૃપાકરો ૬
પુત કપુતતો ધ્યાય યધપી, નવપીતાકરે ત્યાગતો કદી;
નીઅમ, ન્યાયિએ, રાખશો ખરો, કરૂણસાગરા રેકૃપાકરો, ૭

પ્રભુ સમર્થછો, પ્રાણના પતિ, પ્રણત ભક્ત નેથો રૂડી મતિ;
પતિતપાવના, પાપસંહારો કરૂણાસાગરા રેકૃપાકરો ૮
પરમાત્મારે, પ્રાર્થના સુણો અવગુણોકદી નાથના ગણો,
પ્રભુસુભાશિષો, નિત્યઉચ્ચરો, કરૂણાસાગરા રેકૃપાકરો ૯
પ્રભુ કૃપા, સુધાવૃષ્ટિઓકરો, મુજચિતે સદા સદગુણ ભરો;
ઘટિત કામનાં ભક્તિની પુરો, કરૂણ સાગરા રેકૃપાકરો ૧૦

શ્રી ત્રીકમજીની અશતુતી છે

## લલીતછંદ.

શ્રી દાઉજી દયાઉરે શદા ધરો, જગત પ્રાણીની વીપતી હરો
વંદન કમલની કાંતી વરશીને, ભભીત ચિત્તથી પામી યોમને
રંગત નેત્ર ઉતભ્રકટી બાજે છે, કમાન કટાક્ષથી રૂડી ગાજેછે
દૃસ્તનૃસકારણે કાલરૂપછો, ભગત શંતને અનંત શાંત છો
જોગીજૂગ તીથી જે સદા ભજે, હુંનીત અશકતશું તે પદા ગભુજે
કરૂણાક્રોધ ઉતજેછે શદા, નારાયણદાસની છેદ આપદા

અશતુતી બીજી

## લલીતછંદર

રમણ દીપછે શોભતો અતી, જગત ઈશની લોભીછે મતી
શરવદાવસે છે જબેટમાં, જગત તારવા પ્રીતી પેટમાં
ભજ શદા હરી પ્રેમ નેમથી, પારઉતારશે ચરણનાવથી
ફીકર છોડીને ફેલમાં ફરયો, દીલવિશે નહિ દોશથી દરયો
અણઉ ચીતુંતને મોત આવશે, સમજ પ્રાણી આશી ગતી થઈ
નિશતે જાણજે નાશજગતનો, અમરનામ છે એક ઈશનો
ત્રીકમની કરો ભક્તિ ભાવથી, ઉગારશે તને પાપ ગારથી
અરજદારછે પ્રાણી બાપડો, નારાયણદાસ છે તમારો રાંકડો
વીઠળદાસની અરજ આ શુણો, પ્રભુકૃપાકરી આપદા હરો.



